ભગિનીસમાજ [illegible]માળા નં. ૪

# ભારતવર્ષમાં સ્ત્રીકેળવણી

ઉપર

## શ્રી. ગોપાળ કૃષ્ણ ગોખલેનું

# ભાષણ.



પ્રકાશકઃ—કરસનદાસ જે. ચીતલીયા.

ભગિનીસમાજના મંત્રી,

ઠે. હિન્દસેવક સમાજ,

ગિરગામ, મુંબઈ.



ફેબ્રુઆરી, ૧૯૧૮.



કિંમત ૦-૧-૦

# ભગિની સમાજ

સ્વ૦ મ૦ ગોપાળ કૃષ્ણ ગોખલેના સ્મારક ચિન્હ તરિકે—

તા. ૧૯—ફેબ્રુઆરી—૧૯૧૬ ને દિને સ્થપાઇ.

**હેતુ.** સ્ત્રીજાતિની ઉન્નતિ થાય એવા પ્રયાસ કરવા અને સ્ત્રીજાતિની ઉન્નતિ માટે પ્રવૃત્તિ કરતી સસ્થાઓને યથાશક્તિ સહાયભૂત થવું.

**સાધન.** પત્રિકામાળા પુસ્તકો પ્રસિદ્ધ કરી તેનો ફેલાવો કરવો.

વ્યાખ્યાનમાળાની જુદે જુદે સ્થળે ગોઠવણ કરવી.

સ્ત્રીશિક્ષણ વર્ગોને મદદ કરવી અને વધારવા.

ભગિનીભાવથી સમાજસેવા કરવી અને બીજાંને તેમ કરવા ઉત્તેજન આપી અનુકુળતા કરી આપવી.

**સભાસદ.** ગુજરાતી ભાષાબોલનાર કોઈ પણ વ્યકિત, જે સ્ત્રીજાતિના ઉત્કર્ષ માટે પોતાના સમય, સાધન અને શકિતનો **સંગીન** ઉપયોગ કરી, ભગિની ભાવથી સમાજસેવા કરવા ઉત્સુક હશે તે, કારોબારી મંડળની સંમતિથી ભગિની સમાજનાં કાર્યવાહક, સલ્લાહકાર કે સહાયક સભાસદ, યા શુભેચ્છક થઈ શકશે.

(સભાસદ થવા ઇચ્છનારે ફૉર્મ મંગાવી લેવા કૃપા કરવી.)

---

## કારોબારી મંડળ.

**પ્રમુખ—**
સૌ. શારદા સુમંત મહેતા, બી. એ.

**ટ્રેઝરર—**
સૌ. અવંતીકાબાઈ ગોખલે.

**ઉપ પ્રમુખ—**
સૌ. લેડી લક્ષ્મીબાઈ જગમોહનદાસ.
મિસિસ જાઈજી જહાંગિર પીટીટ.

**જો. સેક્રેટરી—**
સૌ. સુરજબ્હેન મણીલાલ.
મિસિસ રતનબાઇ પાવરી.

**જનરલ સેક્રેટરી**—રા. કરસનદાસ. જે. ચીતલીયા.

**ભગિની સમાજ કાર્યાલય.** } **ઠે૦ સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાઇટી** ગિરગામ, મુંબઇ.

# "ભારતવર્ષમાં સ્ત્રી કેળવણી."

[ નામદાર ગોપાળ કૃષ્ણ ગોખલેએ સને ૧૮૯૭ માં લંડનમાં મળેલી સ્ત્રી કેળવણી પરિષદમાં વાંચેલો નિબંધ. ]*

અંહી ઉભા રહેવાની સાથેજ મારાં હૃદયમાં દિલગીરીનો, ઉપકાર વૃત્તિનો, અને આશાનો ઉભરો આવે છે. જે દેશના પ્રતિનિધિ તરીકે હું આવ્યો છું તે દેશ આધુનિક ઉન્નતિમાં ઘણોજ પચ્છાત છે એમ કહ્યા વિના મારે ચાલે તેમ નથી, તોપણ મ્હારો દેશ દુનીયાની જંગલી સ્થિતિમાંથી પહેલો આગળ વધેલો હતો, અને પશ્ચિમનાં જુનામાં જુના સંસ્થાનનું નામ કોઇએ સાંભળ્યું હોય તે પહેલાં તે ઉન્નતિની ટોંચે પહોંચેલો હતો. પરંતુ સમય જેમ કાચાં ફળોને પાકાં બનાવે છે તેમ પાકેલાં ફળોને સડેલાં બનાવે છે તેજ ન્યાયે જે દેશમાં ભુતકાળમાં ઉત્તમોત્તમ જ્ઞાનનું, શાસ્ત્રોનું, અને સર્વ કલાઓનું અગ્રસ્થાન હતું; તેજ દેશમાં અત્યારે અજ્ઞાન, વહેમ અને અંધકાર પ્રવર્તે છે.

આવી સ્થિતિમાં સ્વાભાવિક રીતેજ મારાં હૃદયમાં દિલગીરી ઉત્પન્ન થાય, પરંતુ તેજ વખતે ઉપકાર વૃત્તિ અને આશા પણ ઉત્પન્ન થયલા છે. કારણકે આ જમાનામાં તમે જે જે મહાન કાર્યો સિદ્ધ કર્યાં છે તેમાં સર્વથી ઉત્તમ એક કાર્ય સિદ્ધ કરવાની તમે ઉમદા શરૂઆત કરી છે—તે શરૂઆત હિન્દુસ્થાનની સ્થિતિ સુધારવાની છે. તેને માટે તમે ઘણી વખત આપેલાં વચનોથી બંધાઇ ચૂકયા છો. હજારો વર્ષોથી બંધ પડી ગયલી પૂર્વની સંસ્કૃતિને આજે ઉત્સાહ પૂર્ણ પશ્ચિમના યુવાનો જાગૃત કરવાને એકઠા થયા છે; એ સ્થિતિ ખરેખર અપ્રતિમ છે. અમારા પૂર્વજો તરફથી અમને ઉચ્ચ ભાવનાઓનો વારસો મળ્યો છે; તેની સાથે ઇંગ્લાંડનો સંબંધ જોડાવાથી અમારામાં પશ્ચિમની પણ સદ્‌ભાવનાનું મિશ્રણ થયું છે. હવે અમારા દેશની ઉન્નતિનું કાર્ય કેટલે અંશે સફળ થાય છે તે તો માત્ર સમય જતાંજ જાણી શકાય. કાર્ય ઘણુંજ કષ્ટસાધ્ય છે, પરંતુ જો સફળતા મળશે તો પરિણામ અદ્‌ભુતજ આવશે.

---

* ભાષાંતર કરનાર રા. રા. ચંદુલાલ જટાશંકર ભટ, બી. એ.

દરેક સમાજના ઉદ્ધારનો મુખ્ય આધાર સ્ત્રી કેળવણીના પ્રચાર ઉપર છે. હિન્દુસ્થાનમાં આ પ્રશ્ન વધારે ગંભીર છે; તેનું કારણ એ છે કે ત્યાં જ્ઞાતિબંધનને લીધે સમાજ કેટલીક રૂઢીને એવી જોરથી વળગી રહે છે કે કેટલાક પ્રાથમિક સુધારાઓ કરવામાં પણ અમોને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડે છે. દરેક કાર્યની સાથે કાંઈ પણ ધાર્મિક સંબંધ હોવોજ જોઇએ એમ અમે માનીએ છીએ, અને આ વિચાર પુરુષોનાં કરતાં સ્ત્રીઓનાં મગજ ઉપર વધારે અસર કરે તે સહજ છે. જે લોકો હિન્દુસ્થાનની સ્ત્રીઓને જાણે છે તેઓને ખબર છે કે તેઓનાં હૃદય અતિશય ધર્મપ્રિય હોય છે. આ પરિણામ તેઓને બુદ્ધિના વિષયોમાં ભાગ નહીં લેવા દેવામાં આવવાથી આવ્યું છે. ઘણાં વર્ષો સુધી તેઓને અજ્ઞાનમાં રાખવાથી અને તેને લીધે લાગેલી ધર્મની ઘેલછાથી તેઓ કોઇપણ જાતના ફેરફાર અથવા સુધારાની સ્હામે સખત વાંધો ઉઠાવે છે. આ અજ્ઞાન દૂર કરવાને માટે તેઓને ઉત્તમ કેળવણી આપવી એજ માર્ગ છે અને તેમ કરવાથી ભૂતકાળમાં તેઓ સમાજમાં જે ઉચ્ચસ્થિતિ ભોગવતાં તેવીજ સ્થિતિએ પુનઃ પહોંચશે. આ પ્રશ્ન ઉપરની દૃષ્ટિથી ઘણોજ સરલ દેખાય છે પરંતુ દેશની આંતરિક સ્થિતિ તપાસતાં ઘણોજ કઠિન માલૂમ પડે છે.

તમે અંહીની સારી પરિસ્થિતિમાં ઉછરેલાં હોવાથી ત્યાંની મુશ્કેલીઓનો ખ્યાલ પણ આવી શકે તેમ નથી. સ્ત્રી કેળવણીથી શું લાભ થાય છે તે સમજાવવું પડે તેવી સ્થિતિમાંથી તમે પસાર થયા છો. અને અત્યારે તમારા દેશમાં અપાતી દરેક જાતની કેળવણીનો લાભ તમે લઇ શકો છો. જ્ઞાન મેળવાનું સ્વાતંત્ર્ય અને તેનાથી આવતી સંસ્કૃતિનો લાભ પુરૂષ અથવા સ્ત્રી બંનેને અંહી મળી શકે છે પરંતુ હિન્દુસ્થાનમાં વસ્તુસ્થિતિ જૂદી છે. તે સ્થિતિનું લૉર્ડ રિપન કેળવણી કમિશને આપેલું વર્ણન તમારી સમક્ષ વાંચી સંભળાવાશ :—

"હિન્દુસ્થાનના સામાજીક રિવાજો—બાળ લગ્ન અને મોટાં કુટુંમ્બની સ્ત્રીઓને ઘરની અંદર રાખી મુકવાનો ચાલ—સ્ત્રી કેળવણીના પ્રચારમાં પગલે પગલે આડે આવે છે છોકરાઓ કરતાં બાલાઓ નિશાળમાં ઘણો

થોડા વખત સુધી રહે છે. માત્ર નવ વર્ષ સુધી અથવા તો વધારેમાં વધારે અગીયાર વર્ષ સુધીજ તેઓ અભ્યાસ કરી શકે છે. એટલી નાની ઉમરમાં તેઓની કેળવણીની ભાગ્યેજ શરૂઆત થયેલી હોય છે. અને લગન કર્યાં પછી તો તેઓ અભ્યાસ કરી શકતી નથી."

આ વર્ણન બંગાળના બ્રાહ્મણોને લાગું પડતું નથી, કારણ કે તેઓએ હિંદુધર્મના બધા રિવાજો તજી દીધા છે અને હિન્દુજાતિથી વિખૂટા પડી ગયા છે. પારસી તથા નેટીવ ક્રિશ્ચિયનનોનું પણ તેમજ છે. આ ત્રણ જાતમાં બાળલગ્ન કે સ્ત્રીઓને ઘરમાં પૂરી રાખવાનો રિવાજ નથી. પરંતુ આખા હિન્દુસ્થાનનો વિચાર કરીએ તો તેઓની સંખ્યા સમુદ્રના એક બિન્દુ જેટલી છે. આખા દેશમાં વસતા મુસલમાનો તથા બધા હિંદુઓની સ્થિતિ ઉપર વર્ણવેલી છે તેવીજ છે. તોપણ પ્રાચીન કાળમાં ભારતની સ્ત્રીઓ ઘણી ઉચ્ચ પદવી ભોગવતી હતી. સંસ્કૃત સાહિત્યના મહાન અભ્યાસી ડા. ભંડારકરે લખ્યું છે કે ભારતની સ્ત્રીઓ એક વખત ઉંચામાં ઉંચી કેળવણી લેતી હતી. વેદના કાળમાં—એટલે પાંચ હજાર વર્ષ પહેલાના સમયમાં—ઘણાં પુરુષો તથા સ્ત્રીઓએ શાસ્ત્રોનાં સૂત્રો લખી અમારા ધર્મનો પાયો બાંધ્યો છે. ઉપનિષદ્ કાળમાં—એટલે વેદ પછીના તત્વજ્ઞાનના સમયમાં—સ્ત્રીઓ વિદ્વાન ઋષિઓની સાથે સાંસારિક તેમજ આધ્યાત્મિક ગૂઢ પ્રશ્નોની અંદર વાદવિવાદ કરી શકતી હતી. તે પછી પુરાણોના સમયમાં—એટલે ક્રાઈસ્ટની પહેલાંનાં ઘણા વર્ષો અગાઉ અમારો ઇતિહાસ કાવ્યો રૂપે લખાયો તેમાં સ્ત્રીઓ ચિત્ર, સંગીત નૃત્ય આદિ સર્વ કલાઓનો અભ્યાસ કરી વિદ્વાનો સાથે ઘણા ગંભીર પ્રશ્નોમાં વાદવિવાદ ચલાવતી હતી. તે પછી ભગવાન્ બુધ્ધે સર્વ હિંસાનો નાશ કરાવી દયાનો જમાનો શરૂ કર્યો. ત્યારે પણ ઘણી સ્ત્રીઓ તેના કાર્યમાં મદદ કરી અને ધર્મ, નીતિ અને નિર્વાણ સંબંધી વિષયોમાં પોતાનાં જ્ઞાનનો લાભ આપી, સત્યશોધન કરવામાં બુધ્ધને સહાય્ય થતી હતી. તે પછીના નાટકોના યુગમાં તેઓ જ્ઞાનમાં સહેજ પાછળ પડેલી માલુમ પડે છે તો પણ અગીયારમી સદી સુધી તેઓ સુશિક્ષિત હતી અને સાદી ભાષામાં

કાવ્યો પણ લખી શકતી. મુસલમાનો હિન્દ ઉપર ચ્હડી આવ્યા ત્યારે પણ સ્ત્રીઓ ઘણી ઉંચી જાતની કેળવણી લેતી હતી. પરંતુ છેલ્લાં ૭૦૦ વર્ષથી તેઓ તદ્દન પછાત રહેલી છે અને અજ્ઞાનના અંધકારમાં ભટકે છે.

મારા મિત્ર રમેશચંદ્ર દત્તે પોતાના પ્રાચીન હિન્દની સંસ્કૃતિ ( Civilisation in Ancient India ) નામનાં પુસ્તકમાં નીચે પ્રમાણે વર્ણન લખ્યું છે:—

"હજારો વર્ષ પહેલાં થઇ ગયેલ વિશ્વવારાને આપણે હજી નમન કરીએ છીએ, કારણ તેણે ઘણા મંત્રો લખ્યા છે, ઘણા યજ્ઞો કર્યા છે, અને અગ્નિ દેવની સ્તુતિ કરી તેને પરણેલાં યુગ્મને સદા સુખી અને ધર્મમાં પ્રવૃત્ત રહે એવી વિનંતિ કરી છે. બીજી ઘણી સ્ત્રીઓએ ઋગ્વેદની ઋચાઓ લખી છે." રા. દત્ત લખે છે કે "ચાર હજાર વર્ષ પહેલાં સમાજમાં સ્ત્રીઓને ઘણું માન મળતું હતું. યજ્ઞયાગાદીમાં તેઓ સંપૂર્ણ ભાગ લેતી હતી. પિતા તરફથી મળેલા વારસામાં તેઓને સરખો હિસ્સો મળતો હતો અને મોટી સભાઓમાં પણ તેઓ આગળ પડતો ભાગ લેતી હતી."

"પુરાણોના સમયમાં સ્ત્રીઓ તત્વજ્ઞાનનો પણ અભ્યાસ કરતી હતી. અને જનક રાજાની સભામાં અનેક વિદ્વાનો તથા ગાર્ગી, વાચકનવી આદિ વિદુષી સ્ત્રીઓ પણ હતી."

"મેગાસ્થેનીસ પણ એમ લખે છે કે હિન્દુસ્થાનની સ્ત્રીઓ ધર્મશાસ્ત્રોનો તથા તત્વજ્ઞાનનો અભ્યાસ સંપૂર્ણ રીતે કરે છે."

કેળવણી, સ્વાતંત્ર્ય, અને સમાજમાં માન, એ ભારતની સ્ત્રીઓનો વારસો છે. પરંતુ હાલ જો કોઇ માણસ આ જમાનો પાછો લાવવાની વાત કરે તો તેને હડહડતો નાસ્તિક ગણી તિરસ્કારી કહાઢવામાં આવે છે. આ બાબતમાં અને બીજી પણ ઘણી બાબતોમાં ઇંગ્લાંડ અમને અમારી ફરજ બતાવે છે. હિન્દમાં બ્રિટીશ સામ્રાજ્ય સ્થપાયા પહેલાં પણ કુલીન

કુટુંમ્બોની બાલાઓને અભ્યાસ કરાવવાનું કામ શરૂ થયું હતું, પરંતુ તે સુવ્યવસ્થિત રીતે થતું નહીં. કેળવણી કમિશનના રીપોર્ટમાં નીચે પ્રમાણે લખ્યું છે:—

"બ્રિટીશો આવ્યા પહેલાં અંહી કેટલાક કુટુમ્બોમાં સ્ત્રીઓને કેળવણી અપાતી હતી. જો કે તે પ્રાચીન સમયની સ્ત્રીઓને અપાતી તેવી ન હતી તોપણ દરેક બાલાને વ્હવહારમાં ઉપયોગી થાય તેવી રીતે આપવામાં આવતી હતી. ઘણી સ્ત્રીઓ પુરાણની નીતિમય વાતો ભણતી હતી. ઘણાં કુટુમ્બોમાં ઘરનો હિસાબ રાખવાનું કામ સ્ત્રીઓનું હતું. ગણિત ઘણી જુની પદ્ધતિથી શીખવવામાં આવતું. સરવાળા અને બાદબાકી ફુલોથી અથવા બીજી કોઈ વસ્તુ હાથમાં આવે તેનાથી શીખવવામાં આવતાં. ધાર્મિક શિક્ષણ જરૂરનું ગણાતું. અને પંજાબમાં ઘણી કન્યાઓ બ્રાહ્મણની પાસે બેસી ધર્મનાં પુસ્તકોનો અભ્યાસ કરતી, અને પરિણામે સ્ત્રીઓ ઘણીજ બુદ્ધિશાળી થતી. ઘણી સ્ત્રીઓ રાજ્ય પણ ચલાવી શકતી, અને ભોપાલના રાજ્ય ઉપર હજી સુધી બેગમોજ રાજ્ય ચલાવે છે. બંગાળની ઘણી જમીનદારી સ્ત્રીઓનાજ હાથમાં છે."

બ્રિટીશ-સામ્રાજ્ય થયા પછી હિન્દુસ્થાનમાં સ્ત્રી કેળવણી માટે કેટલું કેટલું કાર્ય થયું તે હું જો આપની આગળ કહું તો અસ્થાને નહીં ગણાય:—

પહેલાં મારા પોતાના ઇલાકામાં-મુંબઇમાં-અમેરિકન મિશનરીઓએ એક કન્યાશાળા સને ૧૮૨૪ માં સ્થાપી. અને સને ૧૮૨૯ માં લગભગ ૪૦૦ કન્યાઓ તેમાં અભ્યાસ કરતી હતી. તે પછી સ્કોટિશ મિશન તરફથી ડા. વિલ્સને ૧૮૨૯ માં જુદે જુદે સ્થળે ૭ કન્યાશાળા સ્થાપી. અને ૧૮૪૦ માં તેજ સંસ્થા તરફથી પુનાની આજુબાજુમાં પાંચ શાળાઓ સ્થપાઇ. સને ૧૮૫૧ માં હિન્દીઓએ પોતેપણ તે કામ ઉપાડી લીધું અને મહર્ષિ દાદાભાઇ તથા રા. મંડલિકે એક સોસાઇટી સ્થાપી ( Literary and Scientific Society ) જેણે એ દિશામાં ઉત્તમ કાર્ય કર્યું છે. શરૂઆતમાં સોસાઇટીએ નવ શાળાઓ ઉઘાડી. જેમાં ૬૫૦ કન્યાઓની સંખ્યા હતી. તે પછી ૧૮૫૪ માં કોર્ટ ઓફ ડીરેકટર્સ

તરફથી હિન્દુસ્થાન સરકારને કેળવણી માટેનો ખરીતો ( Despatch on Education ) મળ્યો. જેમાં હિન્દુસ્થાનના લોકોને કેવી જાતનું શિક્ષણ આપવું તે સંબંધી સૂચના હતી, તે ખરીતો જોન સ્ટુઅર્ટ મિલની કલમથી લખાયલો હતો. તે મળ્યા પછી સરકાર પણ કેળવણીનાં કામમાં ખાનગી સંસ્થાઓને મદદ કરવા લાગી. અને જેનું નામ હિન્દુસ્થાનમાં કદી નહીં ભૂલાય તે મીસ મેરી કાર્પેન્ટર, જ્યારે ત્યાં આવ્યાં ત્યારે તેમણે સ્ત્રી શિક્ષકો મળે માટે મુંબઈ, અમદાવાદ તથા પુનામાં એક એક ટ્રેનીંગ સ્કુલ સ્થાપી. તે પછી સ્ત્રી કેળવણી વખત જતાં વધારે અને વધારે વિસ્તારવાળી થઇ છે. ૧૮૫૪ માં ૬૫ કન્યાશાળાઓ હતી. અને તેમાં ૩,૫૦૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી. ૧૮૬૯ માં ૨૦૯ શાળાઓ થઈ અને કન્યાઓની સંખ્યા ૯,૦૦૦ સુધી પહોંચી. ૧૮૮૧ માં ૩૪૩ શાળાઓમાં ૨૬,૦૦૦ કન્યાઓ શિક્ષણ લેતી હતી, અને ગયે વર્ષે ( ૧૮૯૬ માં ) ૯૦૦ કન્યાશાળાઓ હતી અને તેમાં ૮૪,૦૦૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી.[૧]

મદ્રાસ ઇલાકામાં કન્યાશાળા સ્થાપવાની શરૂઆત સ્કોટિશ ચર્ચ તરફથી ૧૮૪૧ માં થઇ હતી. સને ૧૮૪૫ માં પહેલી કન્યાશાળા દેશી લોકોની દેખરેખ નીચે ઉઘડી. જ્યારે કેળવણીનો ખરીતો આવ્યો ત્યારે મદ્રાસ ઇલાકામાં ૨૫૬ કન્યાશાળાઓ હતી. અને કન્યાઓની સંખ્યા ૮,૦૦૦ હતી. ૧૮૮૧ માં શાળાની સંખ્યા ૫૫૭ હતી અને અભ્યાસ કરનારી કન્યાઓ ૩૫,૦૦૦ હતી. ૧૮૯૬ માં ૧,૦૦૦ શાળાઓમાં ૧,૧૦,૦૦૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી.[૨]

૧૮૫૪ ના ખરીતાથી બંગાળમાં પહેલી ૨૮૮ શાળાઓ સ્થપાઈ. તેમાં ૭,૦૦૦ કન્યાઓ આવતી હતી. આ વખતે હિંદુસ્થાનની સ્ત્રી કેળવણીને આશિર્વાદ સમાન થઇ પડેલ એક સંસ્થા કલકત્તામાં હતી; તેનું નામ બેથ્યુન કન્યાશાળા હતું. તે સંસ્થાનું વર્ણન કેળવણી કમિશને નીચે પ્રમાણે આપ્યું છે:—

---

( ૧ ) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.
( ૨ ) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

## હિંદના જુદા જુદા ઈલાકામાં છેલ્લાં ૭ વર્ષમાં સ્ત્રી કેળવણીની થયેલી પ્રગતિ નીચેના આંકડાઓ ઉપરથી સમજાશે.

### (૧) મુંબઈ ઈલાકો:—

| | ૧૯૦૮–૦૯ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ |
|---|---|---|---|---|---|---|---|
| સ્ત્રી સંખ્યા. | | | ૧૩,૦૭૪,૨૭૩ | | | | ૯૪,૩૦,૯૯૪ |
| જાહેર કન્યાશાળાઓ. | ૧,૦૭૫ | ૧,૧૩૦ | ૧,૧૪૫ | ૧,૧૮૧ | ૧,૨૨૯ | ૧,૩૦૩ | ૧,૦૮૮ |
| જાહેર શાળાઓમાં શીખતી કન્યાઓ. | ૧,૦૮,૧૭૬ | ૧,૧૬,૭૩૧ | ૧,૧૯,૫૯૬ | ૧,૩૪,૯૮૧ | ૧,૪૫,૩૯૨ | ૧,૫૬,૦૧૯ | ૧૨૯,૭૩૮ |
| ભણવાલાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. | ૫.૮ | ૬.૩ | ૬.૧ | ૬.૯ | ૭.૪ | ૮.૦ | ૯.૨ |

### (૨) મદ્રાસ ઈલાકો:—

| | ૧૯૦૮–૦૯ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ |
|---|---|---|---|---|---|---|---|
| સ્ત્રી સંખ્યા. | | | ૨૦,૭૭૦,૬૬૮ | ૨૧,૦૨૯,૨૬૪ | | | ૨૧,૦૨૨,૪૪૯ |
| જાહેર કન્યાશાળાઓ | ૮૯૫ | ૯૧૮ | ૯૩૩ | ૧,૧૯૭ | ૧,૩૧૫ | ૧,૪૮૦ | ૧,૫૬૫ |
| જાહેર શાળાઓમાં શીખતી કન્યાઓ. | ૧,૬૮,૧૬૭ | ૧,૮૧,૪૬૧ | ૧,૯૦,૮૬૧ | ૨,૦૯,૫૧૭ | ૨,૩૪,૧૯૭ | ૨,૫૯,૭:૬ | ૨,૭૭,૧૮૭ |
| ભણવાલાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. | ૫.૮ | ૬.૨ | ૬.૧ | ૬.૬ | ૭.૪ | ૮.૨ | ૮.૮ |

"આ સંસ્થા સને ૧૮૪૯ માં સ્થપાઇ હતી. અને કાઉન્સિલના કાયદાના સભાસદ મી. ડ્રિન્કવોટર બેથ્યૂનના ઉત્સાહથી શરૂ થઈ હતી. પહેલાં તે હિંદુ ફિમેલ સ્કુલ નામે ખુલ્લી મુકાઈ ત્યારે માત્ર ૨૩ કન્યાઓ તેમાં હતી. તેનું ખર્ચ બેથ્યૂન સાહેબે પોતાનાં વિલથી બંગાળમાં આવેલી કેટલીક મિલ્કત આપીને, ચાલે તેવો બંદોબસ્ત કર્યો હતો. તેનાં મૃત્યુ પછી ૧૮૮૧ માં લોર્ડ ડલહાૈસીએ તે સંસ્થા ખાસ પોતે દેખરેખ રાખીને ચલાવી હતી. અને દર વરસે આઠ હજાર રૂપીયા લૉર્ડ ડલહાૈસી પોતાના ખાનગી ખર્ચમાંથી આપતા હતા. પછી તે સંસ્થા સ્ટેટની દેખરેખ નીચે સોંપાઇ તોપણ તેનો વહિવટ હજી સુધી એક કમિટીજ કરે છે. અને હિન્દુસ્થાનની સ્ત્રીઓને યોગ્ય કેળવણી આપવાનો તે કમિટી સતત પ્રયત્ન કરે છે. ઉચ્ચ કુળોની બાળાઓ ત્યાં અભ્યાસાર્થે આવે છે. અને તેઓને યુનિવર્સિટીનાં બંધારણ ઉપર શિક્ષણ આપે છે." સને ૧૮૮૧ માં કન્યાશાળાઓની સંખ્યા ૧,૦૦૦ હતી, અને તેમાં ૪૧,૦૦૦ બાળાઓ અભ્યાસ કરતી હતી.[૩]

વાયવ્યપ્રાંતમાં મિશનરીઓનો સ્ત્રીકેળવણીનો પ્રચાર કરવાનો પ્રયાસ બહુ ફત્તેહમંદ થયો નહીં. સને ૧૮૫૪ માં કેળવણીનો ખરીતો આવ્યો અને ગવર્મેન્ટે મદદ કરી તે પહેલાં ફક્ત ૧૭ શાળાઓજ સ્થપાઇ હતી. આજે કન્યાઓની સંખ્યા પણ માત્ર ૩૮૬ ની હતી. સરકારની મદદ મળ્યા પછી ૧૮૭૧ માં ૬૪૦ શાળાઓ ચાલતી હતી અને તેમાં ૧૪,૦૦૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી. તે પછી કેળવણીની ગતિ મંદ પડી અને કમિશન લખે છે કે:—

૧૮૭૧ થી ૧૮૮૧ સુધી શાળાઓની સંખ્યા ઘણી ઓછી થઈ ગઈ હતી તેનું કારણ સરકારની આર્થિક સ્થિતિ હતી. અને સરકારને એમ જણાયું કે ખર્ચનો બચાવ કરવામાં જો સ્ત્રી કેળવણીમાં ઓછું ખર્ચ થાય તો કોઇ પણ નુકસાન થશે નહીં. સને ૧૮૮૧ માં શાળાઓની સંખ્યા ૬૪૦ થી ઘટીને ૩૦૮ થઇ. અને હજી સુધી પણ તે સ્થિતિમાં સારો ફેરફાર થયો નથી.[૪]

---

(૩) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

(૪) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

## ( ૩ ) બંગાળ ઈલાકો:—

| | ૧૯૦૮–૦૯ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ |
|---|---|---|---|---|---|---|---|
| સ્ત્રી સંખ્યા. | ૨૬૧–લાખ | ૨,૬૫,૪૫,૦૪૯ | ૨,૭૫,૮૭,૧૫૩ | | ૨,૨૧,૧૭,૮૫૨ | | |
| જાહેર કન્યાશાળાઓ. | ૩,૦૪૮ | ૩,૦૮૫ | ૩,૦૭૬ | ૩,૧૪૬ | ૬,૮૨૨ | ૭,૦૬૭ | ૭,૬૫૮ |
| જાહેર શાળાઓમાં ભણતી કન્યાઓ. | ૧,૫૯,૫૬૨ | ૧,૬૭,૫૦૫ | ૧,૭૩,૨૦૭ | ૧,૮૯,૯૭૧ | ૨,૨૭,૩૧૩ | ૨,૩૫,૪૩૪ | ૨,૫૩,૧૨૪ |
| ભણવાલાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. | ૩·૯ | ૪·૨ | ૪·૨ | ૪·૬ | ૬·૮ | ૭·૧ | ૭·૬ |

## ( ૪ ) સંયુકત પ્રાન્તો:—

| | ૧૯૦૮–૦૯ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ |
|---|---|---|---|---|---|---|---|
| સ્ત્રી સંખ્યા. | | | ૨૨,૫૬૫,૦૪૮ | ૨,૨૫,૪૦,૨૧૩ | | | ૨૨૩,૬૫,૭૩૫ |
| જાહેર કન્યાશાળાઓ. | ૯૬૪ | ૯૬૩ | ૯૬૫ | ૯૮૨ | ૧૦,૩૪ | ૧,૦૯૪ | ૧,૧૦૯ |
| જાહેર શાળાઓમાં શીખતી કન્યાઓ. | ૪૪,૩૧૯ | ૪૧,૫૨૯ | ૪૩,૦૬૬ | ૪૮,૩૯૪ | ૫૦,૨૬૯ | ૫૫,૫૨૬ | ૫૭,૫૫૨ |
| ભણવાલાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. | ૧·૩ | ૧·૨ | ૧·૩ | ૧·૪ | ૧·૫ | ૧·૬ | ૧·૭ |

પંજાબમાં ધાર્મિક શિક્ષણ આપનારી શાળાઓ કન્યાઓને વાંચતાં તથા લખતાં શીખવે છે અને તેવી શાળાઓની સંખ્યા હાલ ૯,૦૦૦ છે, અને તેમાં અભ્યાસ કરતી કન્યાઓની સંખ્યા ૧૩,૦૦૦ છે. પરંતુ ત્યાં પણ બીજા પ્રાંતોની જેમ શાળાઓના ખર્ચનો ઘટાડો થતાં તેની સંખ્યા ૩૧૧ ની થઈ અને ભણનારી કન્યાઓની સંખ્યા ૧૩,૦૦૦ થી ઘટીને ૯,૦૦૦ જેટલી થઇ.[૫]

આવી રીતે પાંચ ઇલાકામાં ૧૮૫૪ માં ૬૦૦ કન્યાશાળાઓ હતી અને તેમાં ૧૯,૦૦૦ કન્યાઓ અભ્યાસ કરતી હતી. પરંતુ હવે ૬,૦૦૦ નિશાળો છે અને ૨,૫૦,૦૦૦ કન્યાઓ તેમાં અભ્યાસ કરે છે.[૭] આ આંકડાઓ ઘણા સંતોષકારક છે એમ દેખાય છે તો પણ અમને ઘણો અસંતોષ છે. કારણ કે આ બધું શિક્ષણ માત્ર પ્રાથમિક જ છે. ઉંચી જાતની કેળવણી આપવાને માટે માત્ર ૪ હાઇસ્કુલો છે અને ફક્ત ૨૦૦ વિદ્યાર્થિનીઓ તેમાં ભણે છે. સ્ત્રીઓને માટે એક પણ કોલેજ તો છેજ નહીં.[૬] આ બધાનું મુખ્ય કારણ બાળલગ્ન છે. અગીયાર કે બાર વર્ષની બાળાને અમારા દેશમાં પરણાવી દેવામાં આવે છે; અને લગ્ન થયા પછી તરતજ તેઓનો અભ્યાસ બંધ થાય છે. એટલે કેળવણી સંબંધી વિચાર કરતાં લગ્નની ઉમર વધારવી એ પ્રશ્ન સાથે સાથેજ ઉભો થાય છે. અને ન્યાયમૂર્તિ તેલંગના શબ્દોમાં કહું તો:—

" આ વિષય ઉપર ચર્ચા કરવાથી આપણે દુરાચારીનાં મંડળમાં ખપીએ છીએ. આપણે સ્ત્રી કેળવણીના પ્રચાર વિના આ મુશ્કેલી દૂર કરી શકીએ તેમ નથી. અને જ્યાં સુધી નાની ઉમરમાં પરણાવી દેવામાં આવે ત્યાં સુધી બાળાઓને ઉંચી કેળવણી આપવી અશક્ય છે. આ ત્રિશંકુની સ્થિતિ દૂર કરવા માટે આપણે બની શકે તે સ્થળોએ સ્ત્રી કેળવણીનો જેટલો પ્રચાર વિશેષ થાય તેટલો કરવો અને જ્યાં બની શકે તેવાં કુટુમ્બોમાં

---

(૫) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

(૬) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

(૭) ત્યાર પછીના આંકડા માટે પછીનું પાનું જૂઓ.

## ( ૫ ) પંજાબ:—

| | ૧૯૦૮–૦૯ | ૧૯૦૯–૧૦ | ૧૯૧૦–૧૧ | ૧૯૧૧–૧૨ | ૧૯૧૨–૧૩ | ૧૯૧૩–૧૪ | ૧૯૧૪–૧૫ |
|---|---|---|---|---|---|---|---|
| સ્ત્રી સંખ્યા. | | | ૮,૯૮૨,૮૮૯ | | | | ૮,૮૦૭,૨૫૨ |
| જાહેર કન્યાશાળાઓ. | ૬૧૨ | ૬૧૪ | ૬૧૪ | ૬૫૩ | ૭૨૪ | ૮૧૦ | ૮૯૬ |
| જાહેર શાળાઓમાં શીખતી કન્યાઓ. | ૨૭,૨૮૨ | ૩૦,૯૯૫ | ૩૨,૧૮૬ | ૩૬,૬૭૫ | ૩૯,૮૩૮ | ૪૫,૬૩૧ | ૪૭,૮૩૨ |
| ભણવાલાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. | ૧·૯ | ૨·૨ | ૨·૪ | ૨·૭ | ૨·૯ | ૩·૪ | ૩·૫ |

( ૬ ) ૧૯૧૪–૧૫ માં દેશમાં ૧૫૮ કન્યાઓની હાઇસ્કૂલો હતી, અને તેમાં ૨૨,૨૩૪ કન્યાઓ ભણતી હતી; તથા ૧૧ કોલેજો હતી, અને તેમાં ૪૦૬ વિદ્યાર્થિનીઓ હતી.

(૭) ૧૯૧૪-૧૫ નાં ઉપર ગણાવ્યા શિવાયના બાકીના પ્રાન્તોની અને આખાં હિંદુસ્થાનની સ્ત્રી કેળવણીના આંકડાઓ નીચે પ્રમાણે છેઃ—

| | સ્ત્રી સંખ્યા. | જાહેર કન્યા શાળાઓ. | વિદ્યાર્થિનીઓ. | ભણવા લાયક કન્યાઓ પૈકી ભણતી કન્યાઓના ટકા. |
|---|---|---|---|---|
| હિંદુસ્થાન ( બ્રિટિશ ) | ૧૧,૮૮,૦૬,૨૫૫ | ૧૫,૮૬૯ | ૧૦,૫૪,૧૬૧ | ૫·૯ |
| બીહાર અને ઓરીસા | ૧૭૬ લાખ | ૨,૦૭૨ | ૧,૧૧,૭૧૪ | ૪·૨ |
| બરમા | ૫૯ ,, | ૭૫૪ | ૧,૦૮,૫૩૧ | ૧૨·૨ |
| આસામ | ૩૨ ,, | ૩૪૭ | ૨૬,૭૬૧ | ૫·૫ |
| મધ્યપ્રાન્ત અને વર્હાડ | ૭૦ ,, | ૩૨૫ | ૩૪,૩૮૮ | ૩·૩ |
| વાયવ્ય સરહદનો પ્રાન્ત | ૧૦ ,, | ૩૮ | ૩,૨૮૦ | ૨·૨ |
| કૂર્ગ | ૭૭ હજાર | ૭ | ૨,૩૬૦ | ૨૦·૩ |
| દીલ્હી | | ૧૦ | ૧,૭૫૧ | ૬·૭ |

( નોંધઃ—આ બધા આંકડા " ટાઇમ્સ ઓફ ઇન્ડીયા " ની ૧૯૧૬ તથા ૧૯૧૭ ના " ઇયર બૂકો " માંથી લીધા છે. )

લગ્ન કરવાની ઉમર મોટી રાખવી. ભવિષ્યમાં આપણું કામ હાલ છે તેના કરતાં ઓછું શ્રમસાધ્ય લાગશે.”

પ્રાથમિક કેળવણીમાં પણ અમારી પૂરેપુરી ફત્તેહ થઇ નથી. ગયા વસ્તિપત્રક પ્રમાણે મદ્રાસમાં ૨,૦૦,૦૦,૦૦૦ સ્ત્રીઓની સંખ્યામાંથી માત્ર ૨,૫૦,૦૦૦ સ્ત્રીઓ લખી વાંચી શકે છે. મુંબઇ ઈલાકામાં ૧,૩૦,૦૦,૦૦૦ સ્ત્રીઓની વસ્તીમાંથી માત્ર ૧,૦૦,૦૦૦ સ્ત્રીઓ લખી વાંચી શકે છે. બંગાળમાં ૩,૭૦,૦૦,૦૦૦ સ્ત્રીઓમાંથી ફકત ૧,૫૦,૦૧૦ ભણેલી છે. પંજાબમાં ૧,૧૫,૦૦,૦૦૦ સ્ત્રીઓમાંથી માત્ર ૩૫,૦૦૦ ને લખતાં વાંચતાં આવડે છે. વાયવ્યપ્રાંતમાં ૨,૩૦,૦૦,૦૦૦ સ્ત્રીઓની વસ્તીમાં ૫૦,૦૦૦ સ્ત્રીઓ ભણેલી છે. આ આંકડાઓ ઉપર વિવેચન કરવું નિરર્થક છે.

સામાજીક રિતરિવાજો ઉપરાંત બીજી પણ ઘણી મુશ્કેલીઓ છે. સારી સ્ત્રીશિક્ષકો મળવી બહુ દુર્લભ છે. ફીમેલ ટ્રેનીંગ કોલેજો સ્થપાઇ છે, પરંતુ તેમાં અભ્યાસ કરવા ઘણી ઓછી સંખ્યા જાય છે. બીજી મુશ્કેલી કન્યાશાળાઓમાં અભ્યાસક્રમ ગોઠવવાની છે. કન્યાઓને અભ્યાસ કરવામાં છોકરાઓના કરતાં ઓછી મુશ્કેલીઓ હોવી જોઇએ. તેઓ મરજી મુજબ વિષય પસંદ કરી શકે તેવી ગોઠવણ થવી જોઇએ. તે ઉપરાંત ભારતવર્ષની સ્ત્રીઓને યોગ્ય કેળવણી અપાય તો તેઓ સમાજમાં યોગ્ય સ્થાન મેળવી શકે. અત્યારે તો તેઓને અપાતી કેળવણી તદન શુષ્ક અને રસહીન છે. અને પોતે થોડો વખત શાળામાં રહી પુસ્તકોના પાઠો તથા કવિતાઓ ગોખીને એટલી કંટાળી જાય છે કે બાળાઓને નિશાળને માટે બિલકૂળ સદ્ભાવ રહેતો નથી. પરંતુ મેં ઉપર કહ્યું તેમ હજી તો શરૂઆત છે અને જે થયું છે તે હજી જેટલું કરવાનું છે તેનાં પ્રમાણમાં અલ્પ છે. અને મને ખાત્રી છે કે ભવિષ્યમાં બધી મુશ્કેલીઓ દૂર થશે. અને જે સદ્ગૃહસ્થો તથા સન્નારીઓ આ સત્કાર્ય કરે છે તેઓનો પ્રયાસ સફલ થશે. અને જેમ અન્નદાનને માટે કહેવાય છે તેમજ વિદ્યાદાનને માટે પણ કહેવાય છે કે આપનાર તથા લેનાર બન્ને પુણ્યશાળી થાય છે. જો મારા શબ્દોથી આપનામાંથી કોઇને આ સત્કાર્યમાં જોડાવાની ઇચ્છા થઇ આવે તો હું મારા પ્રયત્નનો મને સંપૂર્ણ બદલો મળ્યો એમ હું માનીશ.

# સ્ત્રી કેળવણી સંબંધી કેટલાક આંકડાઓ.

—:o:—

૧. હિંદુસ્થાનની કુલ વસ્તી ... ... ... ૩૧,૫૧,૫૬,૩૯૬

૨. હિંદુસ્થાનની કુલ સ્ત્રીજાતિની વસ્તી. ... ... ૧૫,૩૮,૧૭,૫૦૦

૩. હિંદુસ્થાનમાં માતૃભાષાના અક્ષર જ્ઞાનવાળી સ્ત્રીઓની સંખ્યા ૧૬,૦૦,૮૦૦

૪. { કુલ સ્ત્રીઓમાં અક્ષર જ્ઞાનવાળી સ્ત્રીઓ સેંકડે ૧ ટકો.
કુલ પુરૂષોમાં અક્ષર જ્ઞાનવાળા પુરૂષો સેંકડે ૧૦ ૬/૧૦ ટકા.

૫. નિશાળે જઇ શકે તેટલી ઉમ્મરની
કુલ કન્યાઓ (૬ થી ૧૧ વર્ષની), ફકત બ્રિટિશ હિંદુસ્થાનમાં ૧,૭૮,૨૧,૦૦૦

૬. કુલ નિશાળે જતી કન્યાઓની સંખ્યા
( પ્રાથમિક, માધ્યમિક વીગેરે સર્વ ) ... ... ૧૦,૫૪,૦૦૦

૭. { દર સો કન્યાએ કેટલી કન્યા નિશાળેજાય છે ... ૫ ૬/૧૦ ટકા.
દર સો છોકરાએ કેટલા છોકરા નિશાળે જાય છે ... ૩૨ ટકા.

૮. બ્રિટિશ હિંદુસ્થાનમાં કુલ શેહેર તથા ગામડાઓ ... ... ૫,૩૯,૮૦૦

૯. કન્યાશાળાની કુલ સંખ્યા ... ... ... ... ૧૫,૯૦૦

૧૦. { દર સો શેહેર તથા ગામડામાં કેટલાં ગામ કન્યાશાળા વગરનાં છે ? ૯૭
દર સો શેહેર તથા ગામડામાં કેટલાં ગામ છોકરાની નિશાળ વગરનાંછે? ૭૮

Printed by Chintaman Sakharam Deole, at the Bombay Vaibhav Press, Servants of India Society's Building, Sandhurst Road, Girgaon, Bombay,

and

Published by K. J. Chitalia, Secretary Bhagini Samaj, Sandhurst Road, Girgaum, Bombay.